મેસર્સ સી. ડી. શાહ. એન્ડ કો કૃત.

બ્રિટિશશાળા માટે ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક બીજાના અર્થની નોટ.

( જેની અંદર અર્થ; વાક્યના ભાવાર્થ; દરેક પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર આપવામાં આવેલાં છે. )


રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.

રચનારનું ઠેકાણું—શાહપોર સુરત.



પ્રસિદ્ધ કર્તા—C. M Shah.

પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું શાહપોર-સુરત.



આ પુસ્તકને [illegible] રૂપમાં આકટ મુજબ રજીસ્ટર કરાવ્યું છે



છાપનાર—રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈ.

છાપવાનું ઠેકાણું શ્રી 'અનાવિલ' પ્રિ પ્રેસ, ભગતપુરી ભાગ, સુરત

અકટોબર | કિંમત પાંચ આના. [સને ૧૯૨૪

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

>> પ્રાથમિકશાળા માટે <<

# ત્રિવેદિવાચનમાળા.

# પુસ્તક બીજાના અર્થની નોટ

જેની અંદર અર્થ; વાકયના ભાવાર્થ; દરેક પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષરો.

સુચના:—કવિતામાંના અશુદ્ધ શબ્દ શુદ્ધરૂપે લખ્યા છે.

પાઠ ૧ લો

શાહનશાહ=મહારાજાધિરાજ

વારસ=હકદાર

કેળવણી=શિક્ષણ

ખલાસી=વહાણ હંકારનાર

મળતાવડા=મીલનસાર

હુકમ=આજ્ઞા

મુસાફરી=દેશ દેશ ફરવું તે

મહારાણી=મોટાં રાણી

વડીલ=મોટા

પાટવી કુંવર=ગાદીના વારસ

બાનુ=ધણીઆણી

મુનશી=ઉર્દૂ શીખવનાર

ઉર્દૂ=મુસલમાનની ભાષા

ઉપકાર=આભાર; પાડ

કિનારો=કાંઠો

**સવાલ**—સામે પાને કોનું ચિત્ર છે? આપણા શાહનશાહનું નામ શું? શાહનશાહ પંચમ જ્યોર્જના માબાપનાં નામ કહો. આપણા રાજાને વહાલમાં શું કહે છે? એમનું લગ્ન કેટલા

વરસની ઉંમરે ને કોની સાથે થયું હતું? આપણા પાટવી કુંવરનું નામ શું છે? શહનશાહ અને શહેનશાહ બાનુ હિંદુસ્તાનમાં કયારે ને કેટલીવાર આવ્યાં હતાં? શહનશાહ ૭ મા એડવર્ડના માતુશ્રીનું નામ શું? આપણા શહનશાહ હિંદુસ્તાનમાંથી પાછા ફર્યા ત્યારે તેમણે શું કહ્યું હતું?

**પાંચમા જયોર્જ, સાતમા એડ્વર્ડ, એલેક ઝાન્ડ્રા, કેળવણી, દરિયાના, લશ્કર, એડ્વર્ડ, આલ્બર્ટ, હિંદુસ્તાન, વિકટોરિઆ, મુનશી, ઉર્દૂ,**

**પાઠ ૨ જો પોપટ.**

**કદ**=આકાર; ઘાટ

**છાંટ**=ભાત; ઝીણા છાંટા.

**પંજો**=પાંચ આંગળાનો જથ્થો

**નકલ**=બીજાનું જોઈ તે પ્રમાણે કરવું તે.

**નકલબાજ**=નકલ કરનાર.

**શબ્દ**=એક કે વધારે અક્ષર મળવાથી કાંઈ પણ અર્થ સમજાય તે.

**વાકય**=એક કે વધારે શબ્દો મળીને મનમાં ધારેલો વિચાર જેથી પુરો જણાવાય તે.

**હાસ્તો**=ખરૂંજતો.

**નાઉમેદ**=નિરાશ.

**ચોંકયો**=નવાઈ પામ્યો.

**ખરીદી**=વેચાતો લઈ.

**પોપટીઆ**=સમજ વગરનું

**સવાલ**—પોપટનું કદ મોટામાં મોટું અને નાનામાં નાનું કેવડું હોય છે? પોપટનો રંગ કેવો હોય છે? પોપટના પગે કેટલાં આંગળાં હોય છે ને તે કેવી રીતે હોય છે? પોપટ શું શું ખાય છે? પોપટને વધારે શું ભાવે છે? વાંદરાંને

નકલ કરતાં આવડે છે તેમ કયા પક્ષીને આવડે છે ? પોપટીઆ ભણુતર એટલે શું ?

**બોધ**—સમજ્યા વગર શીખવાથી વખત ને મહેનત નકામાં જાય છે, માટે સમજીને શીખવું.

**ફૂટ, છાંટ, ટૂંકી, મજબૂત, હોશિયાર, પુસ્તકમાં, મિઆઉં, છૂટક, શબ્દો, વાકયો, શિખવે, હાસ્તો કિંમત, રૂપીઆ, ખરીદી, પોપટીઆ.**

**પાઠ ૩જો**

**દાખલો લેતાં વિચારજો.**

**દાખલોલેવો**=બીજાનું જોઈકરવું

**અઘરો**=મુશ્કેલ.

**પાર**=સામે કાંઠે.

**હાંફતું**=ઉપરા ઉપરી દમ લેતું.

**ખળખળ**=ઝપાટાબંધ.

**હાસ**=સંતોષ થવાથી બોલાતો શબ્દ.

**રિબાઉં**=દુઃખી થાઉં;હેરાન થાઉં

**બોજો**=ભાર; વજન.

**ઉલટો**=સામો.

**ડંડુકા**=ટુંકી જાડી લાકડી.

**પસ્તાવાનું**=દિલગીર થવાનું.

**સવાલ**—એક ગધેડા ઉપરનો ભાર પાણીમાં પડવાથી ઓછો થયો અને બીજા પરનો વધ્યો તેનું કારણ શું ?

**બોધ**—વિચાર કર્યા વગર દાખલો લેવાથી સુખને બદલે દુઃખ થાય છે,

**ગધેડાં, ડંડુકા, બિચારૂં, અથડાયો, ઊઠયું, માંડયું, રિબાઉં, ઉલટો, વધ્યો, દુઃખ, પસ્તાવાનું.**

પાઠ ૪થો ઘોડો

દેખાવડું=શોભિતું.

ઉમદા=સરસ.

જીન=ઘોડાપર બેસવાની ચામડાની બેઠક.

પલોટી=મહાવરો કરાવી.

યાળ=ઘોડાની ગરદન પરના વાળ (સિંહની ગરદન પર પણ એવા વાળ હોય છે.): કેશવાળી.

અંધારી=અબળક, ઘોડાની આંખ બાંધવાનું ચામડું.

તેજી=પાણીદાર; વેગથી ચાલે એવો.

તાબેદાર=તાબે રહેનાર: આજ્ઞાધીન

કીમતી=ઘણીકિંમતનો;અમૂલ્ય

પાણીદાર=તેજી: બળવાન.

ખરીદ્યો=વેચાતો લીધો.

ઓળો=પડછાયો: છાંયો.

ચમકતો=બીતો.

પંપાળી=હાથ ફેરવી.

થાબડી=ચપટે હાથે ધીમે ધીમે ઠોકી.

પૂરપાટ=સપાટાબંધ: ઘણી ઝડપથી

વશ=તાબે

જોદ્ધા=લડવૈયો

મુડદું=લાસ: શબ.

દરકાર=પરવા

વફાદાર=ધણીની સેવા બજાવનાર: નિમકહલાલ.

**સવાલ**—ઘોડો શું શું કામમાં આવે છે? ગાય ને ઘોડાનો મુકાબલો કરો. ગાડીમાં જોડીએ છીએ ત્યારે ઘોડાને અંધારી કેમ પહેરાવીએ છીએ? ઘોડો ઘણો વફાદાર પ્રાણી છે તે દાખલો આપી સમજાવો.

**સાર**—જાનવરને સમજાવીને કેળવવાથી તે વશ થાય છે. (૨) તેના પર હેત રાખવાથી તે હળી જાય છે.

**દેખાવડું પલોટી, ઊંચો, ગરદન, અંધારી. કીમતી પાણીદાર હિંમત સમજ્યો થાબડી. પૂરપાટ, દોડયો જોદ્ધો મુડદાની.**

**પાઠ ૫ મો દીવાળી.**

**દીવાળી**=વરસનો છેલ્લો દિવસ.
**આતસકેરી**=દેવતાની
**બાજી**=ખેલ; તમાસો.
**આતસકેરી બાજી**=દારૂખાનું ફોડવું તે.
**રુદેમાં**=મનમાં.
**દીસે**=દેખાય.
**પા ઘડી**=થોડીવાર.
**ખાસો**=મજાનો
**તમાસો**=ખેલ.
**કાંચન ઝાડ**=સોનાનું ઝાડ
**શાખા**=ડાળી.
**પત્ર**=પાંદડાં.
**માત્ર**=ફક્ત
**હવાઈ**=ઉંચે હવામાં જઈ ફુટે એવું દારૂખાનું.
**ખરે**=નીચે પડે.
**નીરખો**=જુઓ.
**નવાઈ**=અચરતી; અચંબો.
**બાણ**=તીર.
**તહાં**=ત્યાં.
**નભેથી**=આકાશમાંથી.
જાણે ભલુ બાણ તહાં ચડાવ્યું, તારા નભેથી જઈ પાડી લાવ્યું=હવાઈ છોડી તે જાણે આકાશમાં તીર માર્યું તે જાણે જઈને આકાશમાંથી તારા પાડી લાવ્યું.
**વહીપુજી**=હિસાબના ચોપડાની પુજા કરી.
**વહી**=હિસાબના ચોપડા
**વેંચે**=વહેંચે.
**નામા**=હિસાબ.
**ખેંચે**=લખે.
**દેવાલયો**=દહેરાં.

અનકૂટ=રાંધેલાં ઘણાઅનાજનો ઢગલો. | હર્ષ=હરખ; આનંદ.

**સમજુતી**—જુઓ દારૂખાનું ફુટી રહ્યું છે, તે જોઇને માણસો મનમાં ખુશી થાય છે; આ ખેલ જોતાં થોડીવારજ સારો દેખાય છે; એના જેવોજ આ દુનિયાનો ખેલ છે. (૧)

કોઠીમાંનો દારૂ સળગી ઊઠે છે, એ જાણે સોનાનું ઝાડ ઊગ્યું હોય એમ જણાય છે; અને તેની ડાળીઓ, પાંદડાં અને ફૂલો નીચે પડતાં દેખાય છે, તે જોવાથીજ ફક્ત ખુશી થાય છે. (૨)

હવાઈ સળગાવવાથી આકાશમાં ઉંચે જાય છે, અને તેમાંથી તારા નીચે પડે છે તે નવાઈ જુઓ, જાણે ત્યાં સારૂં તીર ચઢાવ્યું ને તે આકાશમાં જઈને તારા પાડી લાવ્યું. (૩)

હિસાબના ચોપડાની પુજા કરી પાન ને સાકર વહેંચે છે, અને નવા હિસાબ ઘણી ખુશીથી લખે છે; દહેરાઓમાં અનકૂટ પુરાય છે, અને માણસો ઘણા આનંદી જણાય છે. (૪)

**આતસકેરી, રુહેમાં, દીસે, ઘડી, કોડીથી, નીરખો, ખુશીથી, અનકૂટ, હર્ષ.**

**પાઠ ૬ ઠ્ઠો ટેવ.**

**ભલાની**=લાભની; ફાયદાની.

**ટટાર**=સીધા.

**ટેવ**=મહાવરો; આદત.

**ચહેન**=સુખ; નિરાંત.

**એની મેળે**=આપોઆપ.

**આરામ**=વિસામો.

**એદી**=ઘણો આળસુ.

**બસ**=જોઇએ તેટલી; પુરતી.
**ચાલાકી**=ચંચળાઈ; ચપળતા
**સહેજ**=જરા.
**ટોકયો**=ચેતાવ્યો.
**પેન્સિલ**=સીસાપેન.
**ખોતરવો**=ખણવો.

**સાર**—૧ ટટાર બેસવું. ૨. વાંચતી વખત ચોપડીમાં જોવું. ૩. શિક્ષક શિખવે ત્યારે શિક્ષક સામુંજ જોવું. ૪. દસ વાગે સૂવું ને ૭ વાગે ઉઠવું. ૫. કાન નાકમાં આંગળી ઘાલવી નહિ. ૬. દાંત કાન ખોતરવા નહિ. ૭. લખતી વખતે પેન્સિલ મોંમાં ઘાલવી નહિ.

**સાંભળશો, અર્ધો, સૂઈ, ટટાર, ટેવ, દહાડા, ગુરુજી, ઊંઘથી, એદી, ઊઠવું, પૂરૂં, ટોકયો, પેન્સિલ.**

**પાઠ ૭ ભોથડ ભીમો ને મશ્કરો વીશીવાળો.**

**ભોઠડ**=અક્કલ વગરનો, ભોઠ; ભોટ.
**બારેજડી**=વડોદરાની ઉત્તરમાં ગામ છે
**પાલેજ**=વડોદરાની દક્ષિણમાં ગામ છે
**નૂર**=ભાડું
**યુક્તિથી**=તદબીરથી; કળાથી.
**ટીખલી**=અટકચાળો; મશ્કરો.
**મશ્કરી**=મજાક.
**મુકામ**=રહેઠાણ; વાસ.
**દર્મિયાન**=વચલા વખતમાં.
**ખાતરી**=ભરોસો
**ખિસિયાણો પડી ગયો**=ઝંખવાઈ ગયો; શરમાઈ ગયો; લજવાઈ ગયો.
**ફળ**=ફાયદો.

**સવાલ**–ભીમાની વાત કહો.

**સાર**–ભોથડમાં ન ખપવા માટે કાળજી રાખવી.

ભોઠડ, વાણીઓ, છૂ ડું, નૂર, ઘાલ્યું, દિશા, વીસીમાં, ઊતર્યો, ધાર્યું, જુક્તિથી, ઉઘાડી, ટીખળી, બચ્ચું, બિલાડું, મશ્કરી, મૂકયું, ખૂબ, હસ્યો, દર્મિયાન, ખિસિયાણોજ,

**પાઠ ૮ કાચબો ને હંસ.**

**સ્વચ્છ**=ચોકખું

**રળિયામણું**=સુંદર; શોભિતું.

**વાચનમાળા**=વાંચવાની ચોપડીની હાર

**સરસ્વતી**=વિદ્યાદેવી

**ચિત્ર**=છબી

**હંસ**=એક જાતનું પંખી; સરસ્વતી તથા બ્રહ્માનું વાહન.

**દુકાળ**=અનાજ પાણી ન મળે એવો વખત.

**વલે**=હાલ; હવાલ; સ્થિત; દશા

**વળવાનું**=કામ થવાનું

**છૂટવાનો**=નીકળવાનો.

**રસ્તો**=ઉપાય; ઈલાજ.

**ચીપ**=પટી.

**નજર**=આંખ; નીઘા.

**અચંબો**=નવાઈ; આશ્ચર્ય.

**શોરબકોર**=મોટો અવાજ; ગુમાટ

**ધ્યાન**=ચિત્ત

**શિખામણ**=ફાયદાની વાત; બોધ; ઉપદેશ

**સવાલ**—કાચબો ને હંસની વાત કહો.

**સાર**—મિત્રની સારી શિખામણ પ્રમાણે ન ચાલવાથી નુકસાન થાય છે.

જીવડાંને, રળિયામણું, ચિત્ર, ચિત્રેલો, દોસ્તી, દિવસ, સુકાઈ, ચિંતા, છૂટવાનો, દાંત, ઊડીએ, મૂંગા, ઊડયા, શોરબકોર, ધ્યાન, અર્ધું, ઉઘડયું; શિખામણ.

**પાઠ ૯ કૌશલ્યા ને રામ વચ્ચેની વાતચીત.**

**કૌશલ્યા**=દશરથના પટરાણી: રામની મા
**કાલા**=કાલું કાલું ને બરાબર ન સમજાય એવું બોલનારા.
( **કાલું કાલું**=મીઠું મીઠું )
**કોમળ**=નાજુક.
**દેહડી**=દેહ; શરીર
**લાડકવાયા**=લાડમાં ઉછરેલા: લાડકા.
**તન**=છોકરો.
**રેવાય**=રહેવાય
**મુંને**=મને.
**વનકુળ**=ઝાડની છાલનાં લુગડાં: વલ્કલ.
**તજી**=છોડી.
**સૂણી**=સાંભળી.
**સુખદાતા**=સુખના આપનાર.
**ગિરિધર**=એ નામનાવૈષ્ણવકવિ

**સમજુતી**—રામચંદ્રજી વનમાં જવા માટે કૌશલ્યા માની રજા લેવા આવ્યા ત્યારે કૌશલ્યા મા એમ બોલ્યાં કે ઓ મારા વહાલા કાલા કુંવરજી. તને જંગલમાં જવા દઈશ નહિ. (૧)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી. મારા લાડકા છોકરા. તારૂં શરીર ઘણું કોમળ છે (૨)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી, જેમ બીજું કોઈ જાણે નહિ તેમ તને મારી વાડીમાં સંતાડી રાખું. (૩)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી, મારાથી તો તારા વગર રહેવાશે નહિ, તો મને મૂકીને તમે કેવી રીતે જશો ? (૪)

ઓ મારા વહાલા, કાલા કુંવરજી, સારાં લુગડાં પહેરવાનું સુખ છોડીને વનમાં ઝાડની છાલનાં લુગડાં કેમ પહેરશો ?(૫)

કૌશલ્યાના એવાં વચન સાંભળીને રામજી બોલ્યા, ઓ સુખ આપનારા માતાજી સાંભળો, તમે મનમાં ધીરજ રાખો. (૬)

ઓ સુખ આપનારા માતાજી સાંભળો, હું થોડા વખતમાં પાછો આવીશ, માટે તમે મને વનમાં જવાની રજા આપો. (૭)

**બોધ**—માબાપનો હુકમ માનવો.

**કૌશલ્યા; બોલ્યાં; વાડીમાં; આજ્ઞા;**

**પાઠ ૧૦ સસલું.**

**ટોળેટોળાં**=જથાબંધ.

**બીકણ**=ડરકણ, બીએ એવા

**બચાવ**=રક્ષણ.

**જથાબંધ**=સાથે ભેગાં થઈ.

**સંભાળ**=બરદાસ; જતન; રક્ષણ

**રૂંવાંટાં**=કુમળા ઝીણા વાળ

**ચકચકતી**=ચળકાટ મારતી

**કૂદકા ભરતું**=ઠેકડા મારતું

**મળતા**=જેવા; બરાબર.

**રહેઠાણ**=વાસ; મુકમ.

**લીલોતરી**=ઝાડપાન.

**ચપળ**=ચાલાક.

**કૂદકો**=છલંગ; ફાળ.

**સવાલ**—સસલાં ક્યાં જોવામાં આવે છે? સસલાં પોતાનો બચાવ કરવા માટે શું કરે છે? પાળેલાં સસલાંને પાંજરામાં રાખવાનું કારણ શું? સસલાના શરીરનું વર્ણન કરો. સસલાના કાન ક્યારે ઉભા થઈ જાય છે? સસલું કૂદકા ભરતું કેમ ચાલે છે? સસલાના પંજા કોના જેવા હોય છે? નખ કોના જેવા હોય છે? દાંત કોના જેવા હોય છે? આગલા દાંત કેવા હોય છે? સસલુ શું શું ખાય છે? સસલુ કોની પેઠે આંધળું જન્મે છે? જનાવરો સસલાનો નાશ ન કરતા હોત

તો શું થાત ? સસલું ગરીબ પ્રાણી છે તેથી ઈશ્વરે એનાં આંખ, કાન અને પગ કેવાં બનાવ્યાં છે ?

**સાર**—પરમેશ્વરે દરેક પ્રાણીનાં શરીરના ભાગો તેનું રક્ષણ થાય એવા બનાવ્યા છે.

**ટોળેટોળાં: જથાબંધ; પાંજરામાં: સુંવાળાં: રૂંવાંટાં: પૂંછડી; કૂદકો; રહેઠાણ; ચપટા; પાંદડાં: કુતરાંબિલાડાં: આંધળાં; ઈશ્વરે.**

**પાઠ ૧૧ ભલાં મહારાણી વિકટોરિઆ.**

**મહારાણી**=મોટાં રાણી.
**વિકટોરિઆ**=હિંદુસ્તાનનાં મહારાણી.
**કારભાર**=વહીવટ
**હાથમાં**=તાબામાં.
**વેપારી મંડળ**=ઈસ્ટ ઈંડીઆ કંપની.
**બળવો**=બંડ; હુલ્લડ.
**અમલ**=રાજ્યકારભાર
**અલાહાબાદ**=ગંગા ને જમના નદીના સંગમ પર શહેર છે તે; પ્રયાગ.
**વચન**=કોલ; કબુલાત.
**આબાદી**=ચઢતી.
**શાંતિ**=સુખ.
**દયાળુ**=દયાવાળાં.
**અમલદાર**=અધિકારી.
**સહી**=મતુ; કબુલાત; મંજુરી.
**લાભમાં**=ફાયદાને માટે.
**દિલગીર**=નાખુશ.
**જોદ્ધા**=લડવૈયો.
**ચાલ**=રીતભાત; વર્તણુક.
**ઉપકાર**=પાડ; આભાર.
**માફી આપી**=છોડી દીધો.
**વખતસર**=મુકરર કરેલા વખતે
**આતુર**=ખુશી
**રાહ**=વાટ
**શરમિંદી પડી**=શરમાઈ

**સવાલ**—મહારાણીશ્રી ભલાં ને દયાળુ હતાં તેની વાત કહો.

**વિક્ટોરિઆ; સિપાઇઓનો; અલ્લાહાબાદ; ઈનસાફ; શાંતિ; દયાળુ; પૂછયું; દિલગીર; ખૂશ; ધ્રૂજતો.**

## પાઠ ૧૨ અણસમજુ ને સમજુ ઘેટાં.

**અણસમજુ**=સમજણ વગરના.
**સમજુ**=સમજણવાળા.
**ઢોળાવ**=ઢાળ; ઢળાણ.
**જોસમાં**=ઝપાટાબંધ.
**હઠે**=જીદે
**ટક્કર**=માથેમાથું અફાળવું તે.
**અજમાવ્યું**=વાપર્યું; બતાવ્યું.
**માંહોમાંહ**=પરસ્પર; એક બીજામાં
**જોસથી**=એકદમ.
**ધક્કો**=હડસેલો.
**ટક્કર લડાવી**=માથે માથા અફાળ્યા
**જોખમ**=નુકસાન; હાનિ.
**રસ્તો માપવો**=રસ્તો કાઢવો; નિકાલ કરવો.
**શાણાં**=ડાહ્યાં.
**હઠીલાં**=જીદી; જક્કી; મમતી.
**મદદગાર**=મદદ કરનાર; આશરો આપનાર.

**સવાલ**—અણસમજુ ને સમજુ ઘેટાંની વાત કહો

**બોધ**—૧) અઘરૂં કામ પણ સંપીને કરવાથી સહેલું થાય છે. ૨) વખત વિચારીને ચાલવું.

**અણસમજુ; ઢોળાવ; ટક્કર; શીંગડાં; અથડાયાં; માંહોમાંહ; કૂદ્યાં; ધક્કો; ઊંડી; સૂઝયો હઠીલાં; મદદગાર.**

**પાઠ ૧૩ પ્રહલાદ.**

**પ્રહ્લાદ**=હિરણ્યકશિપુ રાક્ષસનો પુત્ર; વિષ્ણુનો ભક્ત.

**બળીઓ**=જોરાવર; બળવાન.

**સતાવતો**=પજવતો; દુ:ખ દેતો.

**કટ્ટા**=ખારીલા; દુશ્મનાઈ છોડે નહિ એવા.

**દુશ્મન**=શત્રુ; વેરી.

**ભગવાન**=પરમેશ્વર; પ્રભુ.

**ભજન**=ભક્તિ

**બિલકુલ**=જરાપણ; લગારે.

**બારાખડી**=પદ.

**રામ**=ભગવાન.

**માથું ધુણાવતો**=ના કહેતો.

**રામ વિના**=ભગવાન વગર.

**શીશ**=માથું; શિર.

**ડોલાવે**=હલાવે

**જોડીદારો**=સાથીઓ; જોડે ભણનારા.

**થાક્યા**=કંટાળ્યા; કાયર થયા.

**હકીકત**=વાત.

**ધમકાવ્યો**=ધમકી આપી; બીક બતાવી.

**બીક**=ધાક; ડર.

**લગારે ડગ્યો નહિ**=જરાપણ વિચાર બદલ્યો નહિ.

**મન ઘાલ**=ચિત્ત પરોવ; ધ્યાન રાખ

**હઠ**=મમત.

**વીનવ્યો**=સમજાવ્યો

**લેખવ્યાં**=ગણકાર્યાં; પત કર્યાં.

**લાલચોળ**=ઘણાજ ગુસ્સે

**ડોળા કાઢી**=ધમકી આપી

**સંભાર્યા**=યાદ કર્યા; સમર્યા.

**એકદમ**=તરત

**બિહામણું**=ભયંકર; વિકરાળ.

**ધ્રૂજવા**=થરથરવા

**નાશ કર્યો**=મારી નાખ્યો

**સવાલ**—પ્રહ્લાદના બાપનો નાશ કેવી રીતે થયો?

**બોધ**—સાચા ભાવથી પરમેશ્વરની ભક્તિ કરવામાં આવે,

તો પરમેશ્વર મદદ કર્યા વગર રહેતા નથી.

**પ્રહલાદ; સતાવતો; વિષ્ણુ; ભગવાનનો; કહ્યો; દુશ્મન; બિલકુલ; ધુણાવતો; શીશ; ધમકાવ્યો; ડગ્યો; હઠ; વીનવ્યો; ગુસ્સે; સંભાર્યા; અર્ધું; ધ્રુજવા.**

**પાઠ ૧૪ પ્રહલાદને શિખામણ.**

**તાતતણું**=બાપનું; પિતાનું

**માન**=આબરૂ; મોટાઈ

**રંગીલા**=આનંદી.

**પાય લાગજે**=પગે લાગજે.

**કીજીએ**=કરીએ.

**દિન**=દહાડો

**રળિઆત**=આનંદી;ખુશ;મગન.

**વાટ**=રસ્તો.

**મોટવડાઈ**=મોટપણ; મોટી મોટાઈ.

**લોપીએ**=છોડી દઈએ.

**ધર્મ**=ફરજ; કરવાનું કામ કર્તવ્ય

**પંડને**=શરીરને; દેહને

**પાવન**=પવિત્ર; ચોકખી.

**નિર્મળ**=ચોકખા; મેલ વગરના

**શુદ્ધ**=ચોકખું; સ્વચ્છ.

**પોઢીએ**=સૂઇએ.

**હસ્તે**=હાથ વડે

**તરણું**=ઘાસ; તૃણ.

**હૃદેમાં**=મનમાં

**કાળિદાસ**=ભોજ રાજાના વખતમાં કવિ થઈ ગયા તે.

**સમજુતી**—ઓ આનંદી છોકરા, તું બાપના કહ્યા પ્રમાણે કરજે, ઓ આનંદી છોકરા, તું માને પગે લાગજે. (૧)

ઓ આનંદી છોકરા, રમતાં ગુસ્સો કરીશ નહિ, ઓ આનંદી છોકરા, રાત દહાડો ખુશ રહીએ. (૨)

ઓ આનંદી છોકરા, દેવતામાં હાથ ઘાલીએ નહિ,ઓ આનંદી

છોકરા, સાંકડે ( ગલી કુંચીને ) રસ્તે જઈએ નહિ. (૩)

ઓ આનંદી છોકરા, આપણી મોટાઈ છોડીએ નહિ, ઓ આનંદી છોકરા, ઘરમાં આપણી ફરજ બજાવીએ. (૪)

ઓ આનંદી છોકરા, ચોકખા પાણીથી નાહીએ, અને શરીરને પવિત્ર રાખીએ, (૫)

ઓ આનંદી છોકરા, મેલાં લુગડાં પહેરીએ નહિ. ઓ આનંદી છોકરા, શરીર ચોકખું રાખીએ. (૬)

ઓ આનંદી છોકરા, સવારના પહોરમાં સૂઈ રહીએ નહિ. ઓ આનંદી છોકરા, હાથ વતી ઘાસ તોડીએ નહિ. કારણ કે માંહે ભરાય રહ્યું હોઈ તો તે કરડે. (૭)

ઓ આનંદી છોકરા, મેં એવી જે વિદ્યા શીખવી તે ઓ આનંદી છોકરા, તારા મનમાં રાખજે. (૮)

**સાર—** ૧) બાપ કહે તેમ કરવું ૨) માને પગે લાગવું. ૩) રમતાં રીસ કરવી નહિ. ૪) રાત દિન આનંદમાં રહેવું. ૫) બળતામાં હાથ ઘાલવો નહિ. ૬) ગલી કુંચીને રસ્તે જવું નહિ. ૭) આપણું માન ગુમાવવું નહિ. ૮) ઘરનું જે કામ આપણે કરવાનું હોય તે કરવું. ૯) શરીર ચોકખું રાખવું. ૧૦) ચોકખા પાણીથી નહાવું. ૧૧) મેલાં કપડાં પહેરવાં નહિ. ૧૨) સવાર સૂઈ રહેવું નહિ. ૧૩) હાથેથી ઘાસ તોડવું નહિ.

**દિન, વાટ, નિર્મળ, શુદ્ધ, વિદ્યા, હૃદેમાં.**

**પાઠ ૧૫ કુતરો.**

**પોળોમાં**=શેરીમાં; ફળીઆમાં; મહોલ્લામાં
**રખડતાં**=ધણી વગરનાં.
**હડે હડે કરે છે**=કાઢી મૂકે છે
**દેખાવડાં**=શોભિતાં
**વફાદાર**=નિમકહલાલ: ધણીની સેવા કરનાર
**જોખમમાં**=નુકસાનમાં, આફતમાં
**ખાડાખૈયા**=ખાડાટેકરા
**અટકતું**=થોભતું; ઊભું રહેતું
**ચેતતો**=સમજતો
**સાચવીને**=સંભાળીને;જાળવીને
**ચતુર**=ડાહ્યું: શાણું; સમજું
**ચોકી**=તપાસ; દેખરેખ; સંભાળ
**સંકોચાઈ**=સંકડાઈ
**ચીબાં**=ચપટાં; બેઠેલાં
**અણીદાર**=અણીવાળા
**અક્કડ**=ટટાર
**લબડતા**=ઝુલતા; લટકતા
**મદદ**=આશરો: આધાર
**ચંચળ**=ચાલાક; ચપળ
**ગંધ**=વાસ
**જડબાં**=ડાચાં
**લટકતી**=લબડતી
**લાળ**=ચીકણું થુંક
**મોં વાટે**=મોંને રસ્તે

**સવાલ**–રખડતાં અને પાળેલાં કુતરાના દેખાવમાં શો ફેર હોય છે? આ પાઠમાં આવેલા વફાદાર ને ચતુર કુતરાની વાત કહો. કુતરાના શરીરનું વર્ણન કરો. કુતરાના કયા કયા ભાગ ચંચળ હોય છે? આપણો પરસેવો શરીર વાટે નીકળે છે કુતરાનો પરસેવો કયે વાટે નીકળે છે? કુતરા શું શું કામ કરે છે કુતરો કેવું પ્રાણી કહેવાય? જ. શિકારી.

**બોધ**–કુતરાની પેઠે આપણે માબાપ, ગુરુ, શેઠ અને રાજા તરફ વફાદાર રહેવું **જોઇએ.**

**ગંદાં, ખાડાખૈયા, અટકતું, ચેતતો, તપાસ્યાં, ઠૂંકા, અક્કડ, લબડતા, દૂરથી, ગંધ, જઠબાં.**

**પાઠ ૧૬ ન્યાય જોવો હોય તો મલાવ જુઓ.**

**ન્યાય**=ઇનસાફ
**ન્યાયી**=ઇનસાફી
**ઉદાર**=મોટા મનનો; સખી
**સિદ્ધપુર**=એ સરસ્વતીને કાંઠે જાત્રાનુ ઠેકાણું છે.
**રૂદ્રમાળ**=મહાદેવનું દહેરૂં
**શાણી**=ડાહી; સમજુ
**મોટામનની**=ઉદાર; સખી
**કેળવવાનો બોજો**=અક્કલ વધારવાનું કામ
**મલાવ**=એ નામનું મીનળદેવીએ બંધાવેલું ધોળકામાં તળાવ છે
**મનમાનતી**=મન ખુશ થાય એટલી
**રકમ**=રૂપીઆ; ચીજ
**સલાહ**=અભિપ્રાય; વિચાર
**ખાનગી**=પોતાની
**ગેરઇનસાફ**=અન્યાય
**બેડોળ**=ઘાટ વગરનો; કદરૂપા
**શોખ**=ઇચ્છા; મરજી
**ખાતર**=માટે
**અન્યાય**-ગેરઇનસાફ
**શાબાશ**-ધન્ય
**કહેવત**=કહેની

**સવાલ**—ન્યાય જોવો હોય તો મલાવ જુઓ એ કહેવત શાથી પડી? સિદ્ધપુર કઈ નદીપર આવેલું છે? રૂદ્રમાળ એટલે શું એ કોણે બંધાવ્યો ને કોણે પુરો કર્યો? સિદ્ધપુર નામ પાડવાનું કારણ શું? સિદ્ધપુર શાને માટે પ્રખ્યાત છે? સિદ્ધરાજના બાપ અને માનું નામ કહો. મીનળદેવી દયાળુ ને ન્યાયી હતાં તે તમે શા પરથી કહી શકો છો?

**સાર**—આપણી પાસે સત્તા હોય તોપણ સત્તાનો ખોટો ઉપયોગ કરવો નહિ.

**ન્યાય, સિદ્ધરાજ જયસિંહ, સિદ્ધપુર જાત્રાનું, સરસ્વતીને, કિનારે, રૂદ્રમાળ, મીનળદેવી, માલિક, મિલ્કત, ગેરઇનસાફ.**

**પાઠ ૧૭ મારી ફૂલવાડી.**

**ખાધે પીધે સુખી**=સાધારણ સારી સ્થિતિવાળા

**બચરવાળ**=છોકરાં છૈયાંવાળાં

**હંમેશ**=હરરોજ; નિત્ય

**છાયા**=પડછાયો; ઓળો

**સુગંધ**=સારી વાસ

**કેટલાંક**=કોઈ કોઈ

**ગુણ**=ફાયદો; લાભ

**ધૂણી**=ધુમાડો

**મથાળે**=ઉપલે ભાગે

**ખુશબોદાર**=સુગંધીવાળા

**બારમાસી**=બારે માસ ઊગે એવો છોડ

**સવાલ**—તમે જોયાં હોય તે ઝાડનાં નામ દો. લીમડો, બોરસલી; આમલી, આંબો ને કેળ શું કામમાં આવે છે? લીમડાનાં લાકડા તથા પાંદડાંનો ઉપયોગ કહો. લીમડાનાં ઝાડ કેટલી તરેહનાં થાય છે ને તે કયા કયા? ફૂલઝાડ ગણાવો.

**તુલસીદાસ, ઇંદુ, મણિધર, કુસુમ, ધૂણી, જાસુસનું, મથાળે, ખુશબોદાર, ઉનાળામાં.**

**પાઠ ૧૮ જેવી સોબત તેવી અસર.**

**સોબત**=સંગત; દોસ્તી

**અસર**=લાગણી; ફળ; પાસ

**જેવી સોબત તેવી અસર**=જેવી દોસ્તી હોય તેવો તે થાય

**દુષ્ટનો**=હલકાનો; નઠારાનો; નીચનો
**સંગ**=સોબત; દોસ્તી
**બુદ્ધિ**=અક્કલ; સમજ
**ગુણ**=સારાં લક્ષણ
**ગુમાવે**=ખુએ
**રીત**=ચાલચલગત; વર્તણુક
**ઉંચ જન**=સારા માણસ
**સંગત**=સોબત
**કદાપિ**=કોઈ વખત
**દન**=દિવસ

**સમજુતી**—હલકા માણસની સોબત કરવાથી નઠારી બુદ્ધિ આવે છે, હલકા માણસની સોબત કરવાથી સઘળા સારા ગુણો ખુએ છે. હલકા માણસની સોબત કરવાથી નઠારી બોલી આવે છે, હલકા માણસની સોબત કરવાથી હલકીજ ચાલચલગત ગમે છે, હલકો માણસ હલકાં કામ કરે છે, તેથી તે હલકો કહેવાય; પણ સારો માણસ કહેવાય નહિ. સામળ કવિ કહે છે કે હલકાની સોબત કોઈ વખત કોઈ પણ દિવસ કરવી નહિ.

**બોધ**—નઠારાની સોબત કરવી નહિ, પણ સારાની સોબત કરવી.

**દુષ્ટ, બુદ્ધિ, સંગત, કદાપિ, સામળભટ્ટ.**

**પાઠ ૧૯ ધર્મસેન ને પાપસેન ભાગ ૧ લો.**

**ધર્મસેન** } માણસનાં નામ
**પાપસેન** } છે.
**દાનત**=વિચાર
**બુરી**=નઠારી; ખરાબ
**ફોસલાવીને**=ખોટું સમજાવીને; પટાવીને
**પુષ્કળ**=ઘણો
**પચાવી પડીશ**=લઈ લઈશ
**ધારી**=વિચારી; સમજી
**પરદેશ**=બીજો દેશ; પારકો દેશ

**મુસાફરી**=દેશ દેશ ફરવું તે
**ચતુરાઈ**=ડહાપણ
**વાણીના**=બોલના
**જાળમાં**=લુચ્ચાઈમાં; ફાંદામાં
**લપટાયો**=ફસાયો
**ફોલી ખાશે**=સમજાવી પટાવી લઈ લેશે
**લુચ્ચાઈ**=કપટ; છેતરપીંડી
**માન્યું**=કબુલ કર્યું

**ધર્મસેન, દાનતનો, પુષ્કળ, ચતુરાઈ, લુચ્ચાઈ.**

**પાઠ ૨૦ ધર્મસેન ને પાપસેન ભાગ ૨ જો.**

**ખાલી**-પૈસા વગરનો
**સરકાર**=રાજા
**વનદેવી**=વનની દેવી
**સાક્ષી**-સાહેદ; નજરે જોનાર
**બખોલ**-પોલાણ
**ન્યાયાધીશ**-ઇનસાફ કરનાર અમલદાર
**મારે માથે પાપ કોણ ઓરાઢે છે**=મને કોણ પાપી ઠરાવે છે
**જાહેર**=જાણીતું
**ઘટતી**=લાયક; જોઈએ તેવી
**ખાડો ખોદે તે પડે**=બીજાને નાખવા માટે ખાડો ખોદે, તો તેમાં તે પોતેજ પડે. મતલબ કે બીજાને નુકસાન કરી પોતાનું ભલું કરવા ધારે તો તેને પોતાનેજ નુકસાન થાય

**સવાલ**—ધર્મસેન ને પાપસેનની વાત કહો.

**સાર**—'ખાડો ખોદે તે પડે' 'વાવે તેવું લણે, કરે તેવું પામે'

**પૂછ્યું, ફરિયાદ, સાક્ષી, ન્યાયાધીશ.**

**પાઠ ૨૧ ધણીનું ધાર્યું થાય.**

**ધણીનું ધાર્યું થાય**=પરમેશ્વરની મરજી પ્રમાણે થાય
**ધાર્યું**=ધારેલું; મરજી પ્રમાણે
**મિથ્યા**=ફોકટ; નકામો
**મલકાય**=ખુશ થાય
**નરનાથી**=માણસનાથી
**નીપજે**=થાય
**ધાય**=દોડે; જાય
**કર્તા**=પરમેશ્વર, બનાવનાર
**કરુણા**=મહેર; દયા
**ધરી રહે**=એમની એમ રહે
**ધારણા**=વિચાર; અટકળ
**ધારણા ધરી રહે**=વિચાર એમના એમ રહે; વિચાર પ્રમાણે થાય નહિ
**ભાણે**=ભાણામાં
**ભાણે ભર્યા**=થાળી પીરસેલાં
**આશા**=ઉમેદ
**અંતરમાં**=મનમાં
**અલ્પબળ**=થોડા બળવાળો
**આદમી**=માણસ
**ફોકટ**=નકામો; મિથ્યા
**શીદ**=શા માટે
**ફુલાય**=ખુશ થયા

**સમજુતી**—માણસ સમજે છે કે મેં કર્યું, એમ સમજી મનમાં ફોકટ ખુશ થાય છે. માણસનાથી કંઇ થઈ શકતું નથી, પરમેશ્વરની મરજી પ્રમાણે થાય છે. (૧)

વાણીઆ વહાણમાં બેસીને પૈસા કમાવા માટે પરદેશ જાય છે, પણ તે પૈસા લાવે કે પોતે પાછો આવેજ નહિ. પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૨)

પરમેશ્વરની મહેરબાની વગર આપણાથી કંઈ પણ કરી શકાય નહિ. આપણા વિચાર એમના એમ રહે છે. પરમેશ્વરની

મરજી પ્રમાણેજ થાય છે. (૩)

થાળીમાં પીરસેલાં જમણો જમ્યા વગર એમના એમ રહી જાય છે, ને મનની ઉમેદ મનમાંજ રહે છે. પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૩)

અરે થોડા બળવાળા માણસ, તું નકામો શું કરવા ફુલાય છે ? દલપતરામ કવિ કહે છે, કે જગતમાં પરમેશ્વરની મરજી પ્રમાણેજ થાય છે. (૪)

**બોધ**—માણસનું ધારેલું કંઈ પણ થતું નથી, પણ પરમેશ્વરની મરજી પ્રમાણેજ બધું થાય છે.

**ધણીનું, ધાર્યું, મિથ્યા, વાણીઆ, કર્તાની, કરુણા, ભર્યાં, શિદ.**

**પાઠ ૨૨ નમનતાઈ રાખો.**

**નમનતાઈ**=નમ્રતા: વિનય

**શાહનશાહ**=મહારાજાધિરાજ; મહારાજાના પણ રાજા

**બદલવાના**=ફેરફાર કરવાના

**પોશાક**=પહેરવેશ

**પારખે**=ઓળખે; જાણે

**ફેંટાતો**=બદલાતો

**પાસ**=બાજુ; તરફ

**સત્તા**=હુકુમત

**દમામ**=ભપકો; રોપ

**અક્કડ**=અભિમાની: અભિમાનનો ભરેલો

**ધરે**=ચલાવે; કરે

**સફાઈથી**=રોપથી; ખંચાયા-વગર; ચોકખી રીતે

**મગરૂરીમાં**=મોટાઈમાં; અભિમાનમાં

**તસ્દી**=મહેનત; તકલીફ

**પાયરી**=દરજ્જો; ઓદ્ધો

**બેદરકારી**=બેફીકરાઈ

**ઉડાવ્યો**=કાઢ્યો
**અચંબો**=નવાઈ; આશ્ચર્ય
**નાયક**=સિપાઈનો ઉપરી
**હવાલદાર**=નાયકનો ઉપરી
**જમાદાર**=હવાલદારનો ઉપરી
**સેનાપતિ**=લશ્કરનો ઉપરી
**ફિક્કું પડ્યું**=ઉતરી ગયું; ઝંખવાઈ ગયું
**સાદે**=અવાજે
**ખુદ**=પોતે
**હાથે ને પગે પડી**=ઘણી નમનતાઈ બતાવી
**ખડી**=હાજર
**આડે માર્ગે**=ખોટે રસ્તે
**આખી જિંદગીમાં**; મરતાં સુધી

**સવાલ**—જમાદાર અને શાહનશાહ વચ્ચે થએલી વાતચીત કહી જાઓ.

**સાર**—કોઈપણ માણસ સાથે તોડછાઈથી બોલવું નહિ, પણ નમનતાઈથી બોલવું.

**એલેક્ઝાન્ડર, પોશાક, ફૂંટાતો, પૂછ્યો, તસ્દી, ધુમાડો, ઉડાવ્યો, ફિક્કું, જિંદગીમાં.**

**પાઠ ૨૩ શ્રવણ.**

**શ્રવણ**=એક બ્રાહ્મણ પુત્રનું નામ
**યાત્રા**=જાત્રા
**કાવડ**=બે છેડે સીકાં બાંધેલી કામડી
**ધન્ય**=શાબાશ
**ઉત્તમ**=સૌથી સરસ; શ્રેષ્ઠ
**સેવા**=ચાકરી
**બાણ**=તીર
**કમનસીબે**=દૈવયોગે
**હૃદય**=લોહીની ટાંકી
**દિલગીર**=નાખુશ
**પાણે**=પેલી તરફ

**वाट**=राह
**साद**=अवाज
**पारख्युं**=जाण्युं
**बेभान**=भान वगरना; बेशुद्ध
**छातीफाट**=घणुं ज
**रत्न**=आंख; आधार
**अफसोस**=दिलगीर
**शांति**=धीरज; सबुरी
**उश्केरायां**=खीजवायां
**शाप**=बद्दुवा
**विजोगथी**=जुदा पाडवाथी
**झूरी झूरीने**=मनमां बळी बळीने बळीने; बहु दुःख पामीने
**ककळतां**=बहु दुःखी दुःखथी [रोतां
**पूण्यो**=फळ्यो

**सवाल**—श्रवणनी वात कहो.

**सार**—१. वगर विचारे काम करवुं नहि. २. माबापनी खरा भावथी सेवा करवी.

**श्रवण, ब्राह्मण, जडयुं, भडुक, मार्युं, दशरथे, छातीफाट, मुडदा, रत्न, अफसोस. शांति, उश्केरायां, विजोगथी, झूरी झूरीने, शाप, पूण्यो.**

**पाठ २४ होळी.**

**होळी**=फागण शुद पुनेम; हुताशनी
**छूट**=परवानगी; रजा
**नाके**=छेडे
**चोगानमां**=खुल्ली जगामां
**आंबामोर**=आंबाना फूल
**वधावे**=पधरावे; नाखे
**प्रदक्षिणा**=फेरा
**रीझव्या**=खूश कर्या
**प्रसन्न**=खूश; राजी
**पत करती**=जाणकारती; लेखवती
**कंटाळ्या**=कायर थया

**વસિષ્ઠ**=સપ્ત ઋષિમાંના એક; અયોધ્યાના રાજાના કુળગુરુ
**યુક્તિ**=તદબીર; જુક્તિ
**નઠારા શબ્દો**=ખરાબ શબ્દો
**જાતેજ**=પોતાની મેળે
**હોલિકા**=ઢુંઢા; હોડા

**સવાલ**—હોળી કયે દિવસ આવે છે? હોળીના દહાડામાં છોકરાઓ શું કરે છે? હોળી કઇ જગાએ સળગાવવામાં આવે છે? હોળીમાં શુ શું વધાવે છે? હોળી વિષે વાત કહો.

**સાર**—કોઇના ચીડવ્યાથી ચિડાઇ આપણી જાતને નુકસાન કરવું નહિ.

**મશ્કરી, છૂટ, નાળિયેર, પ્રદક્ષિણા, રાક્ષસી, પ્રસન્ન, કંટાળ્યા, વસિષ્ઠઋષિ, ચિડવવી, હોલિકા.**

**પાઠ ૨૫ મા તરફ ફરજ.**
**ફરજ**=કરવા લાયક કામ
**દરકાર**=સંભાળ; બરદાસ
**ચીવટ**=કાળજી; ખંત
**મામો**=માનો ભાઈ
**માસી**=માની બેન
**ઉપકાર**=પાડ; આભાર
**વહાલ**=પ્યાર; હેત
**ભલું**=કલ્યાણ; સારૂં
**સિકંદર**=ગ્રીસ દેશનો રાજા
**બાદશાહ**=મુસલમાન રાજા; પાદશાહ
**સ્નેહ**=હેત; પ્રીતિ; પ્યાર
**હાથ આવતી**=મળતી
**ભેટ**=ઈનામ; ખુશ થઈ કંઈ આપવું તે
**સ્વભાવ**=ખાસીઅત; ટેવ
**તરેહવાર**=નવાઈ જેવો
**ગેરહાજરીમાં**=હાજર નહિ તે વખતમાં

**ખટપટ**=તકરાર
**ફરી ફરી**=વારંવાર; વારે ઘડીએ
**વજીર**=પ્રધાન
**ઉપરા ઉપરી**=એક પછી એક
**સખ્ત**=આકરા; ખોટું લાગે એવા
**ફરિયાદ**=રાવ
**ચિડવાઈ**=ખીજવાઈ
**ઉત્તર**=જવાબ
**બસ**=પુરતું; જોઇએ તેટલું
**આબાદ**=ખરો; જબરો; અંતરનો

**સવાલ**—બાળકની દરકાર કોણ લે છે? બાળક દુઃખ પામે છે ત્યારે કોણ દુઃખી થાય છે? બાળક માટે પોતાનું સુખ કોણ છોડી દે છે? બાળકને માટે મા સિવાય બીજા કોને ફીકર હોય છે? બાળકને પહેલું ને વધારે શીખવાનું કોના તરફથી મળે છે? માના ઉપકારનો બદલો કેવી રીતે વાળશો? સિકંદર ને એની માતા સંબંધની વાત કહો.

**બોધ**—મા તરફ વહાલ રાખવું ને તે કહે તેમ કરવું.

**સિકંદર, સ્નેહ, ખટપટ, ચિડવાઇને.**

## પાઠ ૨૬ સારૂં કામ.

**રૂડો**=સારો
**માનવદેહ**=માણસનો અવતાર
**પ્રતાપી**=બળવાન; શક્તિવાળો
**હિત**=ભલું; કલ્યાણ
**કાળ**=વખત; સમય
**પરોપકારી**=પારકાનું ભલું કરનાર; પરગજુ
**શુભ**=સારૂં
**પામો**=મેળવો
**ઠરે**=નકકી થાય
**જગત્પતિ**=દુનિયાનો ધણી; પરમેશ્વર
**પ્રિય**=વહાલું

**લોકમાં**=દુનિયામાં
**ઉત્તમ**=સૌથી સારૂં; શ્રેષ્ઠ
**માલવિના**=દમ વગરનું, કિંમત વગરનું; નકામું
**મહીપતિ**=પૃથ્વીનો ધણી; રાજા
**ખપી ગયા**=મરી ગયા; નાશ પામ્યા
**ભૂ**=પૃથ્વી; દુનિયા
**ખેલ ખેલી**=રમત રમી; પોતાનું કામ કરી
**વિશેષ**=વધારે; ઘણું
**વર્ણન**=વાત; હકીકત
**વધારૂં**=વધારે કહું
**મનુષ્ય કાયા**=માણસનું શરીર; માણસનો અવતાર
**કાયા**=દેહ; શરીર
**મોજ**=મઝા
**ઘડી**=બનાવી
**ઘાટે**=આકારે
**અખંડ**=કાયમ; અચળ; પૂરૂં
**સ્વર્ગે**=દેવલોકમાં

**સમજુતી**—અરે આ સારો માણસનો અવતાર આવ્યો છે, તે ઘણી શક્તિવાળા પરમેશ્વરે બનાવ્યો છે; માટે જો તમે તમારૂં ભલું ચાહતા હો, તો કંઈક સારૂં કામ કરો. (૧)

કદાપિ વખત નકામો ગુમાવશો નહિ, અને પરગજુ છો એવું સારૂં નામ મેળવો, ઠગાઈ કરવાથી નામ નઠારામાં ગણાય છે; માટે કંઈક સારૂં કામ કરો (૨)

પરમેશ્વરને જે કામ વહાલું છે, તે કામ આ દુનિયામાં સારામાં સારૂં છે; બીજું બધું કામ બિચારૂં નકામું છે, માટે કંઈક સારૂં કામ કરો. (૩)

રાજાઓ પણ દુનિયા પર પોતાનું કામ કરી રાજ મૂકીને

મરી ગયા; હું (દલપતરામ) શું વધારે વાત કહું, માટે કંઈક સારૂં કામ કરો. (૪)

માણુસનો અવતાર મોજ ભોગવવા માટે આપ્યો નથી. માણુસનો અવતાર પશુ પક્ષીના આકારનો બનાવ્યો નથી. માણુસનો અવતાર દેવલોકમાં પણ કાયમ સુખ આપનાર છે માટે કંઈક સારૂં કામ કરો. (૫)

**બોધ**—આ દુનિયામાં પરોપકારી કામ કરી નામ અમર કરી જવું, જેથી સ્વર્ગમાં પણ સુખ મળે.

**રૂડો, જગત્પતિ, બીજું, મહીપતિઓ, વિશેષ, વર્ણન, મનુષ્યકાયા, નથી, પશુપક્ષિઘાટે, સ્વર્ગે.**

**પાઠ ૨૭ ઈદ.**

**ઈદ**=ફરીથી આવનાર; મુસલમાનનો એક તહેવાર

**મુસલમાની વરસનો છેલ્લો મહીનો**=ઝિલહજ

**મક્કા**=મહંમદપેગંબરસાહેબની જન્મ ભૂમિ

**હજ્જ**=જાત્રા

**તારીખ**=તિથિ; દિવસ

**ધામધૂમથી**=ઠાઠમાઠથી

**ખુદાને**=પરમેશ્વરને; અલ્લાને

**અર્પણ કરવા**=ભેટ આપવા; ભોગ આપવા

**યાદગીરી**=નામના

**કુરાન**=મુસલમાનનું ધર્મપુસ્તક

**સ્વપ્નું**=ઊંઘમાં આવતા વિચાર

**તું વિચાર કર**=તારે માટે મારે શું કરવું તેની તું સલાહ આપ

**હુકમ**=આજ્ઞા

**રહેમ**=મહેરબાની

**ધીરજવાન**=દુઃખથી નહિ ડરનાર; સંકટની પરવા ન કરનાર

**ખુદાની મરજીને તાબેથયા**=અલ્લાની મરજી પ્રમાણે કર્યું.
**સ્વપ્નને સાચું કર્યું**=સ્વપ્નામાં જે વિચાર આવેલા તે પ્રમાણે કર્યું
**ધર્મનાં કામ કરનારને**=પુણ્યશાળીને
**બદલો**=અવેજ: સાટું
**કસોટી**=પરીક્ષા
**અર્પી**=અર્પણ કરી: આપી
**જમાનો**=યુગ; વખત
**હજરત**=નામદાર
**ગુંજાશ**=શકિત; ગજું
**ગાળે છે**=ગુમાવે છે
**સખાવત**=દાન
**દાન**=ખેરાત
**મુબારકબાદી**=ફતેહની ખુશાલી; અભિનંદન
**મુબારકબાદી આપે**=એક બીજાનું ભલું ઇચ્છે
**મિજલસ**=આનંદ મેળવવા માટે મળેલી મંડળી
**પસાર કરે**=પુરો કરે છે

**સવાલ** મુસલમાનોનો સૌથી મોટો તહેવાર કયો અને તે કયે દિવસે આવે છે? બકરી ઈદના દિવસને માટે હજરત મુહંમદ પેગંબર સાહેબની શી આજ્ઞા છે? મુસલમાનના મહીના ગણાવો. જ. (૧) મોહરમ. (૨) સફર. (૩) રબીઉલ. અવલ. (૪) રબીઉલ આખર (૫) જમાદીલ આખર. (૬) જમાદીલ અવલ. (૭) રજબ. (૮) સાબાન. (૯) રમજાન. (૧૦) સવ્વાલ. (૧૧) જિલકાદ. (૧૨) ઝિલહજ.

**સહુથી: મક્કાની: હજનો: દસમી; ધામધૂમ-થી: ઈબ્રાહીમ: ઈસ્માઈલ: અપાગ્રુ; સ્વપ્નું: કસોટી;**

**અર્પી; શાંતિ; ગુંજાશ; બંદગી; મિજલસ; મોજમઝામાં.**

**પાઠ ૨૮ અનાજ ભાગ ૧ લો.**

**કઠોળ**=બે દાળવાળાં અનાજ.

બાવટો, કોદરા, ડાંગ, ચીણો

**બંટી**=ઝીણું હલકું અનાજ

**પોષણ**=ગુજરાન; ગુજારો

**વવાય**=રોપાય

**ચાસ**=હળ વડે પાડેલા આડા ઉભા લીસોટા

**ઓરણી કરે છે**=ઓરે છે; રોપે છે

**કણસલાં**=ડુંડા; જેમાં અનાજના દાણા થાય છે એવો છોડનો ભાગ

**છેડે**=મથાળે

**છોતરાં**=છોડાં

**સવાલ**—અનાજનાં નામ દો. દાળ શેની શેની થાય છે? કઠોળ ગણાવો. ગરીબ લોક કયું અનાજ ખાય છે? પૈસાદાર કયું અનાજ ખાય છે? દુબળા, ચોધરા, નાયકડા, કુંકણા, ઢોડીઆ, ગામટા વગેરે લોકો કયાં અનાજ ખાય છે? ઘઉંના કણસલાંને શું કહે છે? જ. ઉંબી.

**અડદ; કઠોળ; પોષણ; ડુંડાં; ફૂટ; કણસલું.**

**પાઠ ૨૯ અનાજ ભાગ ૨ જો.**

**ડાંગર**=ભાત; ચોખાનો છોડ

**ધરૂ**=કુમળા છોડ; તરૂ

**ક્યારા**=પાણી ભરાયલા નાના ખાડા

**ક્યારડા**=ક્યારા

**ઘુંટણપૂર**=ઘુંટણ જેટલા

**સાંઠા**=છોડ

**દાંતરડું**=અનાજ ઘાસ વગેરે કાપવાનું વાંકું હથિયાર

**સવાલ**—ધરૂ એટલે શું ? ઓછા વરસાદવાળી જગામાં ડાંગર થતી નથી તેનું કારણ શું ? કણુસલામાંથી ડાંગર કેવી રીતે છુટી પાડે છે ?

**સાર**—બાજરીઆમાં બાજરી; કણુસલામાં જુવાર; ઉબીમાં ઘઉં, ડાંગર ને જવ; તલસરામાં તલ; શીંગમાં કઠોળ; અને પોપટામાં ચણા થાય છે.

**શિખવ્યું**, કયારા, કયારડા, ઘુંટણપૂર, સાકાં, દાંતરડા.

**પાઠ ૩૦ પાણી પહેલી ચણીએ પાળ.**

**પાણી પહેલી ચણીએ પાળ**=પાણી આવતાં પહેલાં પાળ બાંધીએ. મતલબ કે કામ કરતાં પહેલાં વિચાર કરીએ

**વિરામ**=વિસામો; શાંતિ

**વિરામ કરી રહીએ**=નિરાંતે ઉંઘીએ

**સાલે**=થાય

**અંતરમાં**=મનમાં

**સાલ**=દુઃખ

**લહાય**=આગ

**સદા**=દરરોજ; નિત્ય

**પ્રથમ**=પહેલાં; અગાઉ

**સંભાળ**=તપાસ; તજવીજ

**રજની**=રાત

**રજનીને અંત**=પાછલી; રાત; મળસકે

**અત્યંત**=ઘણીજ

**શાલ**=ઊનનું કીમતી લુગડું

**આથડે**=ભટકે

**તાલ**=ઠેકાણું; જોગ

**રગરગમાં**=નસેનસમાં

**રૂંધાણો**=ભરાયો; ભેગો થયો

**ઓસડ સંજોગ**=ઓસડ કરવાથી

**સંજોગ**=મેળાપ | **નિકાલ**=તોડ

**સમજુતી**—દિવસે એવું કામ કરવું, કે જેથી મનમાં દુઃખ થાય નહિ અને રાતે નિરાંતે ઉંઘાય, માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૧)

જ્યારે ઘરમાં આગ લાગી હોય, ત્યારે કુવો ખોદાય નહિ, મતલબ કે કુવો ખોદી પાણી કાઢી તે પાણીથી આગ હોલવી શકાય નહિ, હંમેશ પહેલાંથીજ તજવીજ રાખીએ, કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૨)

શિઆળાસાં પાછલી રાતે તો ટાઢ ઘણી પડે. તેજ વખત શાલ વણવા બેસીએ, તો શાલ વણાઈ તે કામમાં આવે નહિ. માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૩)

ઉનાળામાં વનમાં ભટકીએ, અને પછી ત્યાં ખરો તડકો પડે. તે વખતે ત્યાં છત્રીનું ઠેકાણું હોય નહિ, માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૪)

નસેનસમાં રોગ ભરાયો, તે તો ઓસડ કરવાથી જાય નહિ. તો તે આગળથીજ તોડ (ઉપાય) કરીએ તો મટે: માટે કામ કરતાં પહેલાં વિચાર કરવો. (૫)

**બોધ**—કામ કરતાં પહેલાં વિચાર કરવો.

**વિરામ, ચણીએ, અત્યંત; રૂંધાણો; સંજોગ; નિકાલ.**

**પાઠ ૩૧ શરીરનું સુખ.**

**ચાકર**=સેવક
**નફર**=વેચાતો લીધેલો ચાકર; ગુલામ
**ખિજમત**=સેવા; ચાકરી
**ખડા**=હાજર
**વૈભવ**=સુખનાં સાધન
**તબીએત**=શરીર
**દરજ્જે**=ભાગે.
**સંચો**=સાંચો; યંત્ર
**વખતસર**=વખત પ્રમાણે
**ઘસારો**=ઘસાવાથી પડેલી ખોટ
**ટકે છે**=ચાલે છે; નભે છે.
**ઘટતી**=જોઇએ તેટલી
**નડતો**=હેરાન કરતો
**નીમ**=નિયમ; ધારો
**હજમ કરવા**=પચાવવા
**તાજી**=ચોકખી; ખુલ્લી
**ચોકખાઈ**=સ્વચ્છતા
**નિયમસર**=નિયમ પ્રમાણે
**પચાવી**=જેરવી
**લહેજત**=મજા, રસ
**પેટ સાફ આવે**=ઝાડો ખુલાસે થાય
**એકંદર**=બધી રીતે

**બોધ**—(૧) વખતસર શકિત પ્રમાણે કામ કરવું. (૨) જોઈએ તેટલી કસરત કરવી. (૩) જોઇએ તેટલો આરામ લેવો. (૪) ખાવા પીવામાં નિયમ રાખવો (૫) તાજી હવામા દરરોજ ફરવા જવું. (૬) શરીરને કપડાં સ્વચ્છ રાખવાં. (૭) ઘરમાં ને ઘરની આસપાસ ચોકખાઈ રાખવી. (૮) રાતે દશ વાગે સૂઈ સવારે ૭ વાગે ઉઠવું.

**સાર**–દુનિયામાં મોટામાં મોટાં ચાર સુખ છે, તેમાં શરીરનું સુખ સૌથી મોટું છે.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર દીકરા;
ત્રીજું સુખ સુકુળની નાર, ચોથું સુખ કોઠીએ જાર.

**દુનિયામાં, ખિજમત, દરજ્જે, ઘસારો. ચોકૂખાઇ.**

## પાઠ ૩૨ પતેતી

**પતેતી**=પારસીની દીવાળી; પસ્તાવામાં પડેલો
**પંથ**=ધર્મના ફાંટા
**કબીસો**=૧૨૦ વરસે એક મહીનો વધારે ગણવો તે
**ઝરથુસ્ત ધર્મ**=પારસીઓનો ધર્મ
**રિવાજ**=ધારો
**છૂટકારો**=છુટ્ટી; નિકાલ; છૂટકો
**અહુરમઝદ**=પારસીઓએ માનેલા પરમેશ્વર
**પ્રાર્થના**=સ્તુતિ કરી કંઈ માગવું તે; બંદગી
**ઉજમાણો**=આનંદનો; સારો
**સ્તુતિ**=વખાણ
**માફી**=ક્ષમા
**આતશબહેરામ**=અગિયારી; પારસીઓનું દેવળ
**ગાળે છે**=કાઢે છે; ગુમાવે છે.

**સવાલ**—પારસી વરસના છેલ્લા દિવસને શું કહે છે? પારસીમાં કેટલા પંથ છે ને તે કયા કયા? કદમી કરતાં શહનશાહીનું વરસ એક મહીનો મોડું આવવાનું કારણ શું? પતેતીનો અર્થ શો? બેસતા વરસને દહાડે પારસીઓ શું કરે છે?

**પતેતી, શહનશાહી, ઝરથુસ્તધર્મમાં, રિવાજ, છૂટકારો, અહુરમઝદ, શક્તિની, સ્તુતિ, આતશબહેરામમાં, ખુશાલીમાં, પ્રાર્થનામાં.**

**પાઠ ૩૩ દેડકો અને સાપ, ભાગ ૧ લો.**

**વેર**=અદાવત; દુશ્મનાઈ
**અક્કલ ખોઇબેસે છે**=ભાન ગુમાવે છે
**બહાદુરીનું**=શુરાતનનું
**વેર વાળું**=વેર લઉં
**યુક્તિ**=તદબીર; ઉપાય
**વેરી**=દુશ્મન; શત્રુ
**દુશ્મનને**=વેરીને
**શરણે**=તાબે
**દર**=બાકું; કીડી, મંકોડા, ઉંદર વગેરેનાં ઘર.
**એકાદ**=એક પણ; આશરે એક
**મદદ**=સહાય; આસરો
**નિરાંતે**=સુખેથી

**સમજુતી**--દુઃખ આપનાર કાંટો જેમ કાંટાથીજ કાઢીએ છીએ, તેમ દુઃખ આપનાર શત્રુને શત્રુથીજ મારીએ.

અક્કલ, વિચાર્યું, અનુષ્ટુભ, દેડકો, નિરાંતે

**પાઠ ૩૪ દેડકો અને સાપ, ભાગ ૨ જો.**

**ખૂટયું**=ઘટયું; ઓછું થયું
**પત્ની**=સ્ત્રી; ધણીઆણી
**વારો**=વખત
**ફોસલાવી**=ખોટું સમજાવી
**બહાને**=નામે
**સંદેશા**=કહેણ
**જવાબ**=ઉત્તર
**ભરોસો**=વિશ્વાસ

**સવાલ**---દેડકા અને સાપની વાત કહો

**સાર**—જીવ અને પૈસાના બચાવ માટે દુશ્મનને તાબે થઇએ તો તે દુશ્મનજ આપણા જીવ અને પૈસાનો ભક્ષ કરે છે.

**ખૂટશું, પત્નીને, સંદેશો, ભૂખ્યો, ભરોસો.**

**પાઠ ૩૫ શક્તિ વિચારીને કામ કરવું.**

**લાંબાં સાથે ટુંકો જાય**=મોટાની બરોબરી નાના કરવા જાય

**તક**=વખત; દાવ લાગ

**તમામ**=બધો

**શક્તિ**=શું જાશ; ગજું

**દેખાદેખી**=એક બીજાનું જોઇને

**સાધે**=સાધના કરે

**જોગ** =શ્વાસને રોકીને મનને એકલા ઇશ્વરમાં પરોવવું તે

**પંડ પડે**=શરીર પડે; મરે

**વાધે**=વધે

**શ્રીમંતો**=પૈસાવાળા

**લાણું**=લગ્ન જેવા સારા પ્રસંગે કંઇ વહેંચવું તે

**ફુલણજી**=વખાણથી રાજી થઇ ખરચ કરનાર

**ફુલાય**=ખુશ થાય

**દુખે મરે**=દુઃખી થાય

**દામ**=પૈસા

**દોરે**=દોરડા પર

**નટ**=નાચનાર; દોરડા પર કસરત કરનાર

**જમને ધામ જાય**=જમને ઘેર જાય એટલે મરે

**ધામ**=ઠેકાણું; ઘર

**સમજી લો**=ધ્યાનમાં લો

**સારુ**=સારી

**કોટિક વાર**=કરોડ વખત

**દાખે**=બતાવે; કહે

**મુખથી**=મોઢેથી

**દલપતરામ**=કવિનું નામ છે એ વઢવાણના રહીશ હતા.

**સમજુતી**—લાંબા સાથે ટુંકો જાય તો તે મરી જાય નહિ, પણ માંદો તો થાયજ; તેટલા માટે ગજા વગર

આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૧)

બીજાનું જોઈ જે યોગની સાધના કરે, તો તે મરે, અથવા તો તેમનામાં રોગ વધે; ત્યારે તમામ લોક બેવકુફમાં ગણે, માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૨)

પૈસાદાર ઘણાં લહાણાં વહેંચે, તેનું જોઈ કુલણજી પૈસા ખરચી ખુશ થાય, અને પછી દુઃખી થાય, માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૩)

નટ લોક દોરડા પર નાચે છે ને ફરે છે, તેનું જોઈ જો બીજો માણસ એવું કરે; તો તે નક્કી મરણ પામે, માટે આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૪)

દલપતરામ કવિ મોઢેથી કહે છે, કે હું કરોડવાર સાચું કહું છું કે આ સારી શિખામણો ધ્યાનમાં રાખીને આપણી શક્તિનો વિચાર કરી કામ કરવું. (૫)

**બોધ**—આપણા ગજા પ્રમાણે કામ કરવું.

**મૂર્ખમાં, શ્રીમંતો, શક્તિ.**

## પાઠ ૩૬ શ્રી કૃષ્ણનું બાળપણ ભાગ ૧ લો.

**શ્રીકૃષ્ણ**=વિષ્ણુનો આઠમો અવતાર; વસુદેવ ને દેવકીના પુત્ર; ભગવાન

**બાળપણ**=નાનપણ

**શ્રાવણ વદ આઠેમ**=ગોકળ આઠેમ; જન્માષ્ટમી

**ઓચ્છવ**=આનંદનો દિવસ; ઉત્સવ

**ભજન**=ગુણગાન

**મથુરા**=જમના નદીને કાંઠે

શહેર છે
**ઘાતકી**=દયા વગરનો; નિર્દય
**કંસ**=મથુરાનો રાજા; ઉગ્રસેનનો પુત્ર; શ્રીકૃષ્ણનો મામો; દેવકીનો ભાઈ
**ઉગ્રસેન**=દેવકી ને કંસના પિતા
**દેવકી**=શ્રી કૃષ્ણની મા; વસુદેવની સ્ત્રી; કંસની બેન; ઉગ્રસેનની પુત્રી
**મધરાતે**=રાતે બાર વાગે
**ગોકુળ**=મથુરા પાસે ગામ છે
**કન્યા**=છોકરી; પુત્રી
**ચોકીદારો**=પહેરેગીરો
**શરમાઈ**=લજવાઈ
**ખોળામાં**=ગોદમાં
**ઉમળકાથી**=ઉમંગથી; હોંસથી
**પાતાળ**=પૃથ્વીની નીચેનો ભાગ
**અચંબો**=નવાઈ; આશ્ચર્ય
**ગોવાળ**=ગાયો ચરાવનાર
**મમતા**=માયા; હેત
**મસ્તી**=તોફાન
**પજવતા**=હેરાન કરતા
**રાવ**=ફરિયાદ
**ઉખળું**=સાંબેલું: મુસળું
**પૂતના**=એ રાક્ષસ સ્ત્રીનું નામ છે
**વેશે**=દેખાવથી.
**ડોળા ચઢી ગયા**=આંખો બહાર નીકળી પડી

**સવાલ**—શ્રીકૃષ્ણનો જન્મ કોને ત્યાં, ક્યારે ને કયે દિવસે થયો હતો? શ્રીકૃષ્ણનાં મા, બાપ, ભાઈ, મામા અને દાદાનું નામ શું? વસુદેવ ને દેવકીને કેદ કરવાનું કારણ શું? કૃષ્ણને બચાવવા વસુદેવે શું કર્યું? કંસ કોને પત્થર સાથે અફાળવા ગયો? ત્યારે તેણે શું અવાજ સાંભળ્યો? શ્રીકૃષ્ણની બાળલીલા કહો. પૂતનાનો શ્રીકૃષ્ણે કેવી રીતે જીવ લીધો?

**શ્રીકૃષ્ણનું, ઓચ્છવ, મંદિરોમાં, દર્શન, જન્મ્યા, ઘાતકી, જસોદાને, સૂતેલી, પૃથ્વી, મસ્તી, ઉખળે, અફાળ્યું, પૂતનાને, વેશે.**

**પાઠ ૩૭ શ્રી કૃષ્ણનું બાળપણ, ભાગ ૨ જો**

**ગોળીવાઆ**=ગોવાળ
**વાંસળી**=બંસી
**મીઠા**=મધુર
**દાણ**=જકાત
**બહાને**=નામે
**કળ**=ચેન; સુખ
**કદમ**=એક જાતનું ઝાડ
**ભુસકો**=કુદકો
**છક થઈ**=અચંબો પામી
**સ્વામી**=ધણી; કાળિનાગ
**લેખવી**=પત કરી; ગણકારી
**ઇંદ્ર**=સ્વર્ગનો રાજા
**ગોવર્ધન**=એ નામનો ગોકુળમાં પર્વત છે.
**મુસળધાર**=જાડી ધારમાં પડતો
**ટચલી**=છેક નાની
**મલ્લ**=કુસ્તીબાજ

**સવાલ**—કાળીનાગને શા માટે હરાવ્યો? ઈંદ્ર પુષ્કળ વરસાદ શા માટે વરસાવ્યો? એ દુઃખમાંથી શ્રીકૃષ્ણે કેવી રીતે ગોવાળોનો બચાવ કર્યો? કંસનો જીવ શ્રીકૃષ્ણે કેવી રીતે લીધો?

**સાર**--જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે પાપીઓનો નાશ કરવા અને સાધુઓનો બચાવ કરવા ભગવાન અવતાર લે છે. તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને અવતાર લીધો હતો.

**ફૂલ, ઉડાણુમાં, ભુસકો, સ્વામી, ઇંદ્રને, પૂજતા, ગોવર્ધન, મુસળધાર, મલ્લોને, ચોટલી.**

**પાઠ ૩૮ ભરૂચ જિલ્લો: મુખ્ય સ્થળો.**

**પનો**=પહોળાઈ

**પાઘડીપનો**=પાઘડી લાંબી વધારે ને પહોળાઈ ઓછી હોય તે પ્રમાણે લાંબુ ઘણું ને પહોળું ઓછું

**પટ**=પહોળાઈ

**ચકલો**=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા

**જાણીતું**=નામીચું

**ઉત્તમ**=સૌથી સારી

**કચેરીઓ**=ઓફિસો

**હાઈસ્કૂલ**=અંગ્રેજી ભણાવનારી મોટી નિશાળ

**ઇસ્પિતાલ**=દવાખાનું

**સુધરાઈ ખાતું**=મ્યુનિસિપાલ ખાતું; શહેરની સ્વચ્છતા રાખવાનું ખાતું

**બંદીખાનું**=જેલ; તુરંગ

**કોઠી**=જથાબંધ માલ ભરવાનું ઠેકાણું; વખાર

**ફુરજો**=નદી કે દરીઆ માર્ગે આવતા માલ પર જગાત લેવાનું ઠેકાણું

**દશાશ્વમેધ**=દસવાર અશ્વમેધ કરેલી જગા

**વલંદા**=ડચ; હોલાંડના રહેવાશી

**મસ્જિદ**=મુસલમાનોનેનિમાજ પઢવાનું ઠેકાણું

**ભાર્ગવ**=ભૃગુ ઋષિના વંશના

**બ્રહ્મક્ષત્રી**=ક્ષત્રીની એક જાત

**વણાટકામ**=વણવાનું કામ

**ગળી**=ઘેરો આસમાની રંગ

**જિલ્લો**=ઘણા તાલુકા મળીને થએલો ભાગ

**પેદાશ**=નીપજ; પાક

| | | |
|---|---|---|
| **શુકલતીર્થ**<br>**તવરા**<br>**ભાડભૂત** | નર્મદાને કાંઠે<br>જાત્રાનાં સ્થળ છે | **અધિક માસ**=વધારાનો મહીનો<br>**પ્રસંગ**=વખત<br>**શ્રાવક**=જૈન ધર્મ માનનાર |

**સવાલ**—નર્મદા નદીને કાંઠે કયાં કયાં પ્રખ્યાત સ્થળો આવેલાં છે? ભરૂચની લંબાઈ કહો. ભરૂચનો કોટ કોણે બંધાવ્યો? ભરૂચમાં જોવા લાયક જગાઓ કઈ કઈ છે? ભરૂચનું શું વખણાય છે? ભરૂચ જિલ્લો કયા પાકને માટે પ્રખ્યાત છે? ભરૂચ જિલ્લાના મોટાં ગામ ગણો. શુકલતીર્થ, તવરા, ભાડભૂત અને કાવી કઈ નદી પર છે, ને શાને માટે પ્રખ્યાત છે? કાવીમાં કયા બે મંદિરો છે?

**નર્મદા, અંકલેશ્વર, પટ, લાઈટહૌસ, હરિપનાસ, બંદીખાનું કોઠી, નદીકિનારે, ફુરજે, દશાશ્વમેધ, મસ્જિદ, ભાર્ગવ બ્રાહ્મણ, બ્રહ્મક્ષત્રી, જિલ્લો, સૂતરના, હાંસોટ, શુકલતીર્થ, પવિત્ર, કાર્તકી, ભાડભૂત, તીર્થ, પ્રસંગ, શ્રાવકોનું, પૂરૂં**

| | |
|---|---|
| **પાઠ ૩૯ પંચમહાલઃ**<br>**મુખ્ય સ્થળો.** | ભાગ |
| **મહાલ**=તાલુકા | **તળેટી**=પર્વતના મૂળ આગળની જગા |
| **સમયમાં**=વખતમાં | **ખીણ**=બે પહાડ વચ્ચેની નિચાણ જગા |
| **પરૂં**=શહેરનો પાછળથી વસેલો | |

**આશ્રમ**=મઠ
**ઘેરો ઘાલ્યો**=ચોગરદમથી ઘેરી લીધું
**માચીનો મુકામ**=વિસામો ખાવાની જગા
**ચઢાવ**=ઢાળ
**ટોચ**=શિખર
**પીર**= મરી ગએલા મુસલમાન સાધુ
**કોઠાર**=અનાજ વગેરે રાખવાની જગા
**કુંડ**=છોથી બાંધેલો ઝરો
**કોતરણીવાળા**=નકશીદાર
**સરહદ**=છેવટની હદ
**આરો**=ઓવારો; ઘાટ
**ખડક**=પાણીમાં ઢંકાએલો પથરો

**સવાલ**—પંચમહાલ નામ શાથી પડ્યું? પંચમહાલના મહાલ ગણાવો. પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર કયું છે? પંચમહાલ જિલ્લાના મુખ્ય સ્થળો ગણાવો. ચાંપાનેર કોણે ને ક્યારે વસાવ્યું? પાવાગઢ વિષે શું દંતકથા છે? પાવાગઢ પર શું શું જોવા જેવું છે? દાહોદ નામ શા પરથી પડ્યું? જ૦ ગુજરાત ને માળવાની હદ મળે છે તે ઉપરથી દોહદ કહેવાતું અને દોહદ ઉપરથી દાહોદ નામ પડ્યું. હાલોલમાં શું જોવા જેવું છે? ચક્કીના ઓવારાને માટે શું મનાય છે?

**ગોધરા, દાહોદ, ઝાલોદ, પાવાગઢ, તળેટીમાં, ઘુમટો, ચક્કીનો.**

**પાઠ ૪૦ સત્ય.**

**સત્ય**=સાચું
**સર્વદા**=હરરોજ; હંમેશ
**રૂઠે**=ગુસ્સે થાય

**ઈશ**=ઇશ્વર; પ્રભુ
**સત્ય તો વહેવાર** છે=સાચાથી દુનિયાના કામકાજ ચાલે છે
**વહેવાર**=આપ લેનો સંબંધ
**છાંડીશ**=છોડીશ; મૂકીશ
**સાક્ષી**=સાહેદી
**હીણો**=નઠારો; નીચ
**ઉપરે**=ઉપર
**વિશ્વાસ**=ભરોસો
**નિરાશ**=નાઉમેદ.
**લવે**=કહે; બકે
**નરસો**=નઠારો
**ઘાત**=ભંગ; નાશ
**ભંગ**=નાશ
**સમ**=સરખો; બરાબર
**મનરંગ**=મનનું ચોકખું સ્વરૂપ: મનનો સારો વિચાર

**સમજુતી**—હંમેશ સાચું બોલવું, જુઠું બોલવાથી પરમેશ્વર ગુસ્સે થાય છે; સાચાથીજ દુનિયાનાં કામકાજ ચાલે છે, માટે કદાપિ સત્ય છોડીશ નહિ. (૧)

જે માણસ ખોટી સાક્ષી પુરે, જે માણસ જુઠું બોલે; જે માણસ ખોટી વાતો ચલાવતો હોય તેને નીચ પાપી એટલે ઘણો દુષ્ટ જાણ. (૨)

જુઠા બોલ (જુઠા માણસ) ઉપર ભરોસો રાખતો નહિ; અને તારૂં કામ કરીશ એમ કહી કોઇને નિરાશ કરતો નહિ. (૩)

જે માણસ કહે કંઇ, અને કરે કંઇ, તે માણસ જો સાચું બોલે; તોપણ લોક તે માને નહિ, અને તે માણસ તો નઠારા કાચ જેવો છે. મતલબ કે નકામો છે. (૪)

જે ભરોસા તોડે, જે વચનનો ભંગ કરે એટલે બોલેલું પાળે નહિ. જેના મનના રંગ બગડ્યા, તેના જેવા પાપી બીજો કોઈ નહિ. (૫)

**બોધ**—હંમેશા સાચુંજ બોલવું.

**સર્વદા, બોલવું, વહેવાર, વિશ્વાસ, નિરાશ.**

**પાઠ ૪૧ સલામ.**

**હાલ**=હમણાં; આ વખતે

**રીતિ**=રીત; નિયમ

**આણી**=લાવી

**વહાલ આણી ભણીએ**=હોંસથી ભણીએ

**ગીત**=ગાયન

**નીતિ**=સાચી ચાલ

**નરસી**=નઠારી

**ચાલ**=રીત; ટેવ

**મેહેર**=મહેરબાની; દયા

**ખુદાની**=પરમેશ્વરની

**સાલ**=વરસ

**સમજુતી**—હાલ સૌને સલામ નિશાળની રીત સારી છે. તેથી હોંસથી ભણીએ છીએ. હાલ સૌ સાહેબોને સલામ. (૧)

ગાન અને રમતમાં સારી ચાલ શીખીએ છીએ, તેથી નઠારી ટેવ સુધારે છે. હાલ સૌને સાહેબોને સલામ. (૨)

પરમેશ્વરની મહેરબાની હશે મતલબ કે આપણે જીવતાં રહીશું તો વળી બીજે વરસે મળીશું. હાલ સાહેબો સૌને સલામ. (૩)

**રીતિ, વહાલ, નીતિ, મળશું.**



વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ
☞ તૈયાર કરેલી ચોપડીની ☜

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત અર્થની નોટો
તૈયાર છે.

ત્રિવેદિવાચનમાળા પુસ્તકોના અર્થ તૈયાર છે.

| | |
|---|---|
| પુસ્તક ૧લાના ૦-૪-૦ | પુસ્તક ૫માના ૦-૮-૦ |
| પુસ્તક ૨જાના ૦-૫-૦ | પુસ્તક ૬ઠ્ઠાના ૦-૯-૦ |
| | પુસ્તક ૭માના ૦-૧૦-૦ |
| પુસ્તક ૩જાના ૦-૬-૦ | કન્યા વા. ત્રણે ભાગની |
| પુસ્તક ૪થાના ૦-૭-૦ | અર્થની નોટો તૈયાર છે. |

બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીના "મુખગણિત શિક્ષક"
ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના.
મુંબાઈ ઈલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪।। આના.
હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.
બીજા ધોરણ માટે અંકગણિતના અનોયત્ન પાંચ આના.
બાળપોથીથી પાંચમી સુધીના "ડિકટેશન શિક્ષક"

શાહપોર
સુરત.

છગનલાલ મોતીરામ શાહ
"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.